# સભ્યાસભ્ય વિચાર નિર્ણય,

પ્રથમ રત્ન.


રચનાર

કિશનલાલ ગોવિન્દરામ દેરાસરી.

'બાલ કેળવણી રીતિ'-'કુમારિકા કેળવણી રીતિ'---'સ્ત્રી કેળવણી રીતિ'

'સુબોધ બોધિની'—વિગેરેના કરનાર.


'अस्थिरं जीवितं लोके अस्थिरं धनयौवने ।

अस्थिराः पुत्रदाराश्च धर्मकीर्तिद्वयं स्थिरं ॥'


અમદાવાદઃ

યુનાઈટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

२७२०

# સભ્યાસભ્ય વિચાર નિર્ણય,

પ્રથમ રત્ન.

રચનાર


કિશનલાલ ગોવિન્દરામ દેરાશરી.

'બાલ કેલવણી રીતિ'—'કુમારિકા કેલવણી રીતિ'—'સ્ત્રી કેલવણી રીતિ'

'સુબોધ બોધિની'—વિગેરેના કરનાર.


' अस्थिरं जीवितं लोके अस्थिरे धनयौवने ।

अस्थिराः पुत्रदाराश्च धर्मकीर्तिद्वयं स्थिरं ॥ '


અમદાવાદ:

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

# પ્રસ્તાવના.

આપણી ગુર્જર ભાષામાં સમયાનુસાર સભ્યાસભ્ય વિચાર નિર્ણય કરવા કોઈ પણ પૃથક્ પુસ્તક અદ્યાપિ સુધી મારા જોવામાં ન આવવાથી પ્રસંગાનુસાર કઈ કઈ બાબતમાં કેવી, કેવા પ્રકારની અને કેટલી સભ્યતા રાખવી તે બદલ એક પુસ્તક રચવાનો મારો ઘણી લાંબી મુદતથી વિચાર હતો, પણ તે કેટલાએક સંસાર બ્યવહારાદિક કાર્ય પ્રસંગે તેમજ વિદ્યા વિનોદ ગૃહણ પ્રસંગે તે વિચાર સ્થિર રહેતો; તો પણ કોઈ કોઈ વખત મનાંકુર એટલાં તો તીવ્ર સ્થિતિમા આવતાં કે જેથી મારે તેને તાબે થઈ તુરતજ કલમ અને કાગળ લઈ વિચારાર્ણવ પત્ર પત્રમાં ઝીલવા બેસવું થતું પણ તે કેટલાએક ખાસ કારણથી અધૂરા ને અધૂરાજ રહિ જતા હતા; એટલું છતાં પણ "અરે! આ કોણ નકામું લખે રેહેવાદોની" એમ કહી મુલતવી ન રાખતાં સભ્યાસભ્ય વિચાર નિર્ણય કરવા લક્ષ પૂર્વક અધુનિક સંસાર બ્યવહારાદિક રીતિયોનું અવલોકન કરી મનસ્વી પણે સભ્યાસભ્ય રીતિનો નિર્ણય કરી રાખવાનો નિશ્ચય કર્યો હતો.

એવામાં મારે એક સમ્ભાવિત ગૃહસ્થ જોડે

"કાગળ—પત્ર લખવામાં રાખવાની સભ્યતા" એ વિષે કેટલુંક સમ્ભાષણ કરવું પડ્યુ ને તે ને તેજ વખતે મારા મન સાથે નિર્ણય કર્યો કે ઇચ્છિત ધારણાનું પૃથક્ પુસ્તક ગુર્જર વાસિયોના સમક્ષ મુકી દેવું, પણ તે ઘણીજ ટૂંકી મુદતમાં.

તુરતજ ઘેર જઈ વિષયાનુક્રમની કલ્પના કરી વિષય સંકલનાનો વિચાર કરી ઇચ્છિત યત્ન પ્રથમ રત્ન રૂપે ફલિભુત સ્થિતિયે લાવવા લખવા માંડ્યો ને તે ઘણીજ ટૂંકી મુદતમાં એટલે આશરે ફક્ત પાંચ ઘડી જેટલા જુજ સમયમાં ઇચ્છિત સંકલનાનો કાંઈક ભાગ લખી રહ્યો.

સભ્યતા સંબંધી મારા વિચારો સર્વમાન્ય—સર્વની રૂચીને અનુસરતા—ને સર્વ સમયમાં માન પામે એવા હશે એમ તો હું માનતોજ નથી, પણ એટલું તો કહી શકું છું કે આ અખિલ જગતમાં સંસાર કાલ ક્રમણને માટે જે શબ્દો—જે હિલચાલ—જે વાકયો સારાપણાને પાત્ર છે એમ સ્થાપિત થઈ ચુકેલા માલમ પડે છે તે આધારે મેં જે કંઇ શબ્દો, જે કાંઈ હિલચાલ—જે કાંઈ વાક્ય સમુદાય કર્યો છે તે આધુનિક આર્યાવર્ત્ત વાસિયોની અવગણનાને ક્વચિત્ કિંચિત્ પણ પાત્ર થશેજ નહિ. ભવતુ.

આ મારૂં બોલવું જો કે કેટલાક સંસારવ્યવહાર

કાર્યઅકુશલ જનોને પસંદ પડશે નહિ એમ મને સહજ સૂચન મારી મનોવૃત્તિ કરેછે પણ તે ક્યા કેવા અને કેટલા ભાગ માટે? તો ફક્ત ઘણાજ જુજ ભાગને માટે.

પુસ્તક રચવાને માટે એટલા તો વિષયનુક્રમ પાડ્યા છે કે જેનું સવિસ્તારે વિવેચન થાય તો "નર્મગદ્ય" જેટલો બલકે તેથી પણ વધારે સમુદાય થઈ શકે; તથાપિ જો તે સર્વ સમુદાય બહાર પાડવા ધારૂં તો અમુલ્ય કાલવ્યય ને અથાગ ધનવ્યય કરવો પડે, એમ કરતાં પણ તે સમુદાય લેનાર કોણ? જ્યાં સુધી ગુર્જર પ્રજા પૂરેપૂરી સમજણી થઈ નથી, જ્યાં સુધી વિદ્યાનું રહસ્ય તેમના જાણવામાં આવ્યુ નથી ત્યાં સુધી એવો મહાન્ સમૂહ જો પ્રકટ કર્યો હોય તો ઉધેઇને સ્વાધિન શિવાય બિજો રસ્તો નથી, તેથી ફક્ત કલ્પિત વિષયાનુક્રમમાંથી ઘણાં થોડાં વિષયનુંક્રમ લેઇ આ પુસ્તક પ્રથમ રત્ન એ ઉપનામ ભાગથી ચૈદ રત્ન સુધી સમયાનુસાર પ્રકટ કરવા વિચાર રાખ્યો છે. તેથીજ આ પ્રથમ રત્ન પ્રકટ કર્યું છે.

ઘણી ઉતાવળથી આ પ્રથમ રત્ન લખાયું છે તેથી કોઈ કોઈ સ્થળે હજુ કેટલાક વિચારો લખવા રહિ ગયા હશે પણ તે વિચારો હાલ તુરત

ને માટે અત્રે દાખલ કરવા જોગવાઈ નહિ મળી આવવાથી તે વિચારો બીજી આવૃત્તિને માટે મુલતવી રાખ્યા છે.

થોડી મુદત ઉપર મે "બાલકેળવણી રીતિ" નામનું એક પુસ્તક પ્રકટ કર્યું છે તેમાં મેં મારી ગુર્જર ભાષા સમ્બન્ધી અપૂર્ણતા માટે યોગ્ય કારણો સહિત ક્ષમા માગી છે ને વળી અહીં પણ કહેવા કારણ સમજાુચ્છું કે મારો જન્મ દક્ષિણમાં એટલે મારે નાનપણથી તે દેશની રીતિ પ્રમાણે તે દેશમાં વપરાતી કાનડી, તૈલંગી—અને મરાઠી ભાષાનો અભ્યાસ કરવો પડ્યો—ને હાલ કેટલાએક કારણથી ગુજરાતમાં આવવાનું થવાથી મૂલાક્ષરથીજ મારે ગુર્જર ભાષા શિખવી પડી છે માટે એ તો સ્વાભાવિકજ છે કે પ્રસ્તુત યત્નમાં ભાષાદોષ ભાગ્યેજ નિકળ્યા વિના રેહે.

છેવટે સર્વ વિદ્વાન્ વર્ગને મારી નમ્ર પ્રાર્થના છે કે મારી યથા મતીથી લખાએલા આ લઘુ યત્નમાં કોઈ પણ દોષ હોય તો તે ઉપર દૃષ્ટી ન કરતાં મૂળ ઉદ્દેશ ઉપર નિઘા રાખી તત્વ સ્વરૂપનું શોધન કરી તત્વ તીર્થનેજ ગ્રહણ કરશો. એવી મારી મનવાંચ્છના છે. અસ્તુ !

**અમદાવાદ,** } **કિશનલાલ ગોવિન્દરામ દેશાસરી**
તા. ૧લી મે ૧૮૮૬ } કર્તા, સુબોધ બોધિની.

# સભ્યાસભ્ય વિચાર નિર્ણય.

## પ્રથમ રત્ન.

### * જયલક્ષ્મી.

ત્રાતા દાતા દયાળા અખિલ જગના સ્થાપનારા નિરાળા,
જ્ઞાતા શાતા જશાળા પુરણ સુખને આપનારા વિશાળા;
પીતા માતા તું ધાતા સકળ જીવના પાળનારા પ્રભાળા,
એવા દેવાધિદેવા પ્રથમ પ્રણમિ આદરં કામના આ.

સભ્યાસભ્ય વિચાર નિર્ણય રૂપે નીબન્ધ આ છે રચ્યો,
યોગ્યાગ્યોય વિચાર રોજ કરવા નીબન્ધ આ છે રૂચ્યો;
સૌમ્યાસૌમ્ય સ્વભાવ ભાવથિ ભવે ભાવે ભણી ભાવથી,
સત્યાસત્ય સ્વરૂપ રૂપ નિરખી લ્યો બોધ આ રત્નથી.

સભ્યાસભ્યતા એ માણસનું ભૂષણ છે. આપણામાં સભ્યાસભ્યનો કંઈ પણ સ્થાપિત નિયમ ન હોવાને લીધે ઘણા ખોટાં પરિણામ નજરે આવે છે. આપણા લોકો સભ્યતા એ શું તે સારી પેઠે જાણે છે, પણ તેમ તેઓ વર્તતા

---

* આ પુસ્તક છાપવા છાપખાનામાં આપ્યું તે વખતે મથાળે ઇશ્વર સ્તુતિ લખીજ નહોતી પણ સહજ મારા મનમાં આવ્યું કે પુસ્તકને મથાળે ઇશ્વર સ્તુતિ તો જોઇએ તેથી તેને તેજ વખતે સ્રગ્ધરાવૃત્તમાં ઇશ્વરસ્તુતી લખવા બેઠો પણ ઇશ્વર ઇચ્છાએ તેમાં એક અક્ષર ઓછો આવી ગયો ને છંદનું જુદુંજ સ્વરૂપ થઈ ગયું તેથી તેનું નામ મનસ્વી પણે 'જયલક્ષ્મી' એવું રાખ્યું.

નથી એ ઘણું દિલગીરી ભરેલું છે. સભ્યતાથી સર્વ મનુષ્યની પ્રીતિ સંપાદન કરી શકાય છે—વિષયાનુંસમ્બન્ધે કયે કયે ઠેકાણે સભ્યતાની જરૂર છે તે નિચેના વિષયાનુક્રમ વાંચવાથી સાફ માલમ પડી આવશે.

**બોલવામાં રાખવાની સભ્યતા**—હાલ આપણો દરેક માણસ સાથેનો બોલવાચાલવાનો પરિપાક જોઇશું તો તે ખરેખર ઢંગઢાળવિનાનો છે એમ કેહેતાં કંઈ બાધ જણાતો નથી. ઘણા માણસો ટુંકારે હુંકારે એક બિજાને બોલાવે છે, અથવા બોલવા ચાલવામાં ટુંકારાવાળા શબ્દો વાપરેછે. જુવો, વિચાર કરો, "તું બોલેછે." અને "તમે બોલોછો." અને "આપ બોલોછો." એમાં કેટલો બધો તફાવત પડે છે! દરેક માણસે સભ્યતાની ખાતર દરેક માણસને પૂરતું માન આપી ઘણા અને ઘટતા શબ્દોથી બોલવું સારૂં છે. ઘણા માણસો અતિ પરિચયિત મનુષ્યો જોડે "તું" કહિ બોલવાનો પરિપાક રાખેછે, તે જો કે એક અતિશય પ્રીતિને દર્શાવનાર શબ્દ છે પણ તે "તું" શબ્દથી જે અપમાન અને હાનિ થાય છે તેના સામો વિચાર કરતાં પ્રીતિપાત્ર "તું" શબ્દ કંઈ પણ ઉપયોગનો નથી. "તું" શબ્દ માન્યાર્થે વપરાતો નથી. "તું" શબ્દથી કોઇ પ્રસંગે કોઇના સામે વાતચીત કરતાં તે પોતાનેજ પોતાની હલકાઈ બતાવનાર થઇ પડે છે. પોતાનાથી વણા

હલકા દરજ્જાનો માણસ હોય તેની સાથે વાતચીત કરતાં જો કે સારા કહેવાતાં (પણ વિચાર વગરના) મનુષ્યને સભ્યતાને માટે "તમે" શબ્દથી માન્યાર્થે શબ્દો વાપરતાં શરમ માલમ પડતી હોય એમ જણાય છે, પણ તે શરમ નકામી છે, કંઈ કામની નથી, ઉલટી પોતાં મહત્તાને ખો-નાર છે, ઇશ્વરે સર્વ માણસોને માન આપવાની ઉમદા બુદ્ધિ સર્વ પ્રકારે આપી છે તો આ તો મારાથી હલકી પાયરીનો, હલકા કુળનો,—ને હલકી કેળવણી લીધેલો છે એમ ગણીને તેની સાથે સભ્યતા રહિત શબ્દોથી "અ-લ્યા તું શું કરે છે?" એવા કઠોર સબ્દોથી પ્રતિદિન બોલવું કોઈ પણ વિવેકી પુરૂષ પસંદ કરશે નહીં. ઘણા માણસો પોતાના છોકરાને, પોતાની સ્ત્રીને ટૂંકારાનો ગુણ પકડનારે અને સભ્યતાને છોડનાર "તુ" શબ્દથી બોલાવે છે—બોલે છે; તોપણ પત્યુત્તરમાં તેઓ તો તેમને માન્યાર્થદર્શક "તમે" શબ્દથી જે કંઈ કેહેવું હોય છે તે કેહે છે. પોતા-ના પ્રિય પુત્રને તેમજ પ્રિયપત્નીને ટૂંકારાથી ન બોલાવનારે અર્થાત્ સભ્યતાથી—માનથી બોલાવનાર—બોલનાર વર્ગ હાલની ઊંચા પ્રકારની કેળવણી લીધેલો છે પણ તે પેલા ટૂંકારાથી બોલાવનારે વર્ગના જોડે મુકાબલો કરતાં ઘણોજ થોડો છે. આ ઉપરથી એટલોજ સાર લેવાનો છે કે જેમ બને તેમ બોલવામાં સભ્યતા રાખવી, અર્થાત્ કદી પણ

સભ્યતાના નિયમને ભુલીને ટૂંકારેથી કોઇની જોડે બોલવું નહીં. સારા સુરસિક શબ્દોથી કંઈ પણ વાતચીત કરવામાં શોભા છે.

**હિંડવામાં સભ્યતા રાખવાની જરૂર**—એક ઠેકાણેથી બિજે ઠેકાણે જવા આવવામાં સભ્યતા રાખવાની રીતિ તો મુદ્દલે જોવામાં આવતી નથી. રસ્તામાં હીંડતાં કેટલાક તો ઊંચુંજ જોઇને હીંડે છે તેથી તેમને ચેતવણી રૂપે—સુધરવાને શિક્ષારૂપે ઠોકર વાગેછે, તોપણ તેઓ એવોને એવોજ પરિપાઠ ચાલુ રાખેછે. ઊંચુ જોઇને હીંડવાથી ઠોકર વાગે છે એટલુંજ નહીં પણ જો ક્વચિત્ જોડો પહેર્યો ન હોય તો ઠોકર વાગેલી જગાયેથી બહુજ લોહી નિકળે છે પછી તે ભાગ પાકે છે—પરૂ નિકળે છે ને શિખામણરૂપે શરીરે વેદના થાયછે તોપણ તે રિવાજને ભુલી શકાતો નથી. કેટલાક તો વિચારમાં ને વિચારમાં જોશબંધ ચાલ્યાં કરે છે, વિચારમાં ને વિચારમાં મનના વિચારોને મળતા આખી વાટમાં હાથના ચાળા—અર્થાત્ હાથ હલાવતા જાયછે, ને "હા, બરોબર છે, હા ઠીક છે" ઇત્યાદિ કહિ પોતાના મનનું સમાધાન કરતા જાયછે, જો તેવામાં ભોગજોગે કોઈ પુરૂષ કે સ્રી સામું તેના જેવાજ વિચારથી આવતું હોય, અથવા તો તેજ સમયને માટે કોઈ બિજે ઠેકાણે સહજ નજર ગઈ તો ઝટ લઇને સામાસામી ભ-

ચકાય છે, તે વખતનો સામાનો જે આચકો વાગે છે તે એટલો તો ભયંકર હોય છે કે ન પૂછો વાત! આ પ્રસંગે ક્વચિત્ સ્ત્રી જો સામી હોય છે તો પ્રતિ પુરૂષના તો ભોગ-મળી જાયછે. તે બિચારો શુદ્ધ મનનો છતાં વાસ્તવિક કારણને ન જાણનારી સ્ત્રી અતી જોશભેર વગર વિચારે મ્હોઢેથી જેમ ફાવે છે તેમ બોલીને એટલે ગાળો દઇને પેલા બિચારાને ફજેત કરે છે; ને આસપાસના માણસો જો કે તેઓ મૂળ બિનાને જાણતાં નથી તેથી પેલા બિચારાને માર મારે છે અથવા ગાળો દઈ પાટુ મુક્કી કરવામાં પોતે પણ ભાગ લે છે, કેટલાક તો મોટી મોટી-લાંબી ફાળો ભરીને ચાલે છે ત્યારે તેમનો દેખાવ તો જાણે એક પ્રકારની સારી ઉપમાને લાયક તો છેજ નહીં પણ ઉલટી ખરાબ ઉપમાને લાયક છે, આપણામાં એવી રીતિયે વચનારાઓને એમ કહે છે કે "આ ઉંટ જેવા—ને વાંદરાની પેઠે ફાળો મારતા બાઈ જાયછે—આવેછે." તેમને તેમના હીંડવાના રિવાજને માટે આવી ઉપમા મળે છે. વળી કેટલાક તો ઉતાવળમાંને ઉતાવળમાં હીંડ્યા જાય છે તેવામાં જો ક્વચિત્ ભીની—લપસણી જગામાં પગ મુકાઈ જવાથી ધબ લઇને હેઠા બેસે છે! ત્યારે તેવા માણસોને માટે ઘણા લોકો બોલેછે કે "બાઈ તો બેસતાં શિખ્યા"—"કેમ બાઈ! બોંયને તો વાગ્યું-અથવા આ-

ડો પડ્યો નથી?" શું આ વાક્ય પોતાને સૂધી રીતિથી ચાલવા શિખામણ લેવા લાયક નથી ? આપણા લોકો તો કાં મોટાં કાં નાહનાં બધા પણ એમજ સમજે છે કે જ્યાં ત્યાં હિંડવું તેમાં શું લેવા જવાનું છે? વાહ! કેટલી બધી મૂર્ખતા ? હીંડવામાં કેવી ને કેટલી સભ્યાતા રાખવી પડે છે તે જ્યાં સુધી તેવો જાણતા નથી ત્યાં સુધી તેવો પોતાના અજ્ઞાન રૂપી વિચારથી એમ બોલે તેમાં શિ નવાઇ?

દરેક માણસે પક્રી રીતિથી યાદ રાખવું કે હિંડવામાં ઘણીજ સંભાળ રાખી હિંડવું જરૂરનું છે. જો હિંડવામાં વિચાર રાખવામાં ન આવે તો ઉપરની વાતવાળું થાય ને ચાર સારા માણસોમાં ફજેતી થાય ત્યારે કહો જોઇએ હિંડવામાં પણ સભ્યતા રાખવાની જરૂરછે કે નહીં? અને હિંડવામાં સભ્યાતા રાખવાથી ફાયદા છે કે નહી ! અલબતાં, ઘણા ફાયદાછે, માટે દરેક મનુષ્યોયે હિંડવા-ચાલવા ઉપર પૂરતું ધ્યાન આપવું ઘટે છે. વળી યાદ રાખવું કે રસ્તામાં પોતાનું કોઈ સગું અથવા તો કોઈ ઓળખીતું મળે તોએ વાતચીત કરવા ઉભા રેહેવું નહીં. આ વાક્ય જો કે ઘણું તકરાર કરાવનારછે તોપણ તે તેટલાજ ઉપયોગનું છે. અર્થાત્ બહુ વિચાર કરવા લાયકછે.

**કોઈ સારા માણસની મુલાકાત લેવામાં કેટલી સભ્યતા રાખવાની જરૂરછે?**—હિંદૂઓમાં મુલાકાત લેવા માટે

કોઈ પણ ચોક્કશ નિયમ નથી, કોઇને મળવા જવું હોય છે તો એકદમ તેના ઘરમાં ઘુસીજાય છે. ઘરના માણસો, જેને પોતાને મળવા જવું છે તે કયે ઠેકાણે ને કઈ સ્થિતિમાં બેઠો-છે, કોની જોડે કઈ અને કેવી વાત કેવા પ્રસંગમાં કરવા બેઠેલછે, તેનો વિચાર કરવા હિંદુઓ પછાત છે, ફક્ત તેઓ એટલુંજ સમજે છે કે "મુલાકાત" એટલે મળવું ને આપણે જેને મળવુંછે તેને હરેક પ્રકારે મળ્યા એટલે બસ છે. એમ સમજવું ઘણું ભૂલ ભરેલુંછે, સભ્યતાથી ઉલટુંછે, નુકસાન અને અપમાન કરાવનારૂં છે. મુલાકાત લેવામાં પણ ઘણીજ સભ્યતાની જરૂરછે. ઘણીજ સંભાળ રાખવીપડે છે, મુલાકાતને માટે પૃથક્ પૃથક્ ઠેકાણે પૃથક્ પૃથક્ નિયમછે. તે બધા સભ્યતાવાળાજછે. કેટલાક ભાગમાં મોઢેથી વરદી કહાવી મુલાકાત લેવાયછે, કેટલેક ઠેકાણે વરદી સહિત નજરાણાં મોકલી મુલાકાત લેવાયછે. (આવો પારિપાઠ રાજા રજવાડામાં હોયછે.) કેટલેક ઠેકાણે એક કાગળમાં પોતાનું નામ તથા હોદ્દો તથા ઠામ લખી વરદી કેહેનારના હાથમાં આપી પરવાનગી માંગી મુલાકાત લેવાનો રિવાજ હોય છે. સાધારણ કુટુંબમાં કેટલેક ઠેકાણે ઘરના બારણા ખખડાવી ઘરના મુરબ્બીને "એતો હું ફલાણો કેમ આવવાની રજાછે?" એમ કહિ મુલાકાત લેવાય છે, વાતચીત થઈ શકે છે. એકદમ વગર પરવાનગીએ કોઇના ઘરમાં ઘુસિ

જવા કરતાં સભ્યતાના ધોરણની રજા લેવાથી કેટલો બધો ફાયદો છે? સારા માણસોને ત્યાં શિપાઈઓ હોયછે તેઓ એવી રીતે ધુસી જનારને જો પોતાના ઉપરીએ પ્રથમથી પોતાની રજા શિવાય કોઇને અંદર ન આવવા દેવા એવો જો હુકમ કર્યો હોય છે તો ધક્કા મારી કાઢી મુકવામાં આવે છે, ત્યારે સહજ રીતિયે પરવાનગી માંગી મુલાકાત લેવાના બદલામાં અપમાન સાથે ધક્કા ખાવા કરતાં પરવાનગી માંગી કોઇને ત્યાં જવા આવવાની ટેવ બહુ સારી છે ! પરવાનગીથી જે મુલાકાત લેવાય તેજ ખરી સભ્યતાની મુલાકાત ગણાય છે. એવી રીતિથી મુલાકાતે જનાર ઉપર દરેક માણસનો બહુ સારો પ્યાર રેહે છે. મુલાકાત લેવામાં પણ સભ્યતા રાખવી એ માણસનું ભૂષણછે. આ સંબંધે ઘણી દિલગીરીની વાતછે કે દેશીઓની મુલાકાત કોઈ સમ્ભાવિત મનુષ્ય લેવા જાય છે તો તેમને પૂરતું માન મળતું નથી—વિવેકની રાહે માનમાં, હાલના સમયમાં પારસી વર્ગ ચડિયાતો મોભો ધરાવે છે, તેઓ મળવા આવનારની સાથે મનને ખુશી કરે તેવો વિવેક અને સભ્યતા રાખે છે એ બહુ સ્તુતિ પાત્ર છે, પછી તેમના મનમાં ગમે તેમ હોય પણ બહારથી સરખાવતાં સભ્યતામાં હિંદુઓ કરતાં પારસિપો ચઢિયાતા છે, એ કોઇથી ના નહિ કહિ શકાય.

**કાગળ પત્ર લખવામાં રાખવાની સભ્યતા**—વધારે માનવંતી અને કાળજીથી જાળવવાની સભ્યતા પત્ર લખવાની રીતભાતછે. પત્રમાં જે કંઈ લખવું હોય તે ઘણુંજ ટૂંકું, કામ પુરતું, યોગ્ય સભ્યતા વાળું અને પૂરતી મર્યાદા વાળું લખાણ હોવું જોઈએ. કાગળ, કલમ, સાહી અને કવર (પરબીડીયું) એના ઉપર પણ સભ્યતા જાળવનારે મનુષ્યોયે ઘણું ધ્યાન આપવું જોઈએ. હાલમાં ઘણા માણસો સહજ ખરાબ કાગળમાં ખરાબ ઈબારતમાં લખાણ લખી કોઈ સારા માણસ ઉપર મોકલે છે તેને સભ્યતાની રીતિ કેહેવાય નહીં. માંહે જે ઈબારત ગોઠવાય છે તે પોતાના અનુભવ અને કેળવણી ઉપર આધાર રાખે છે, પણ બહારનો ડાઠમાઠ જે મનને ખુશ કરનારો અને યોગ્ય મનુષ્યની સભ્યતા જાળવનારો રિવાજ બહુ ફયદો કર્તાછે. કેટલાક મનુષ્યો કાગળ સારો વાપરે છે તો પરબીડિયું ખરાબ વાપરે છે. કેટલાક મૂર્ખ લોકો પોતાના મિત્રમાં પરસ્પર પત્ર લખે છે તો પોતાનો હોદ્દો નિચે લખેછે. કેટલાકતો જે કંઈ મૂલ મતલબનું લખવાનું હોય તે ભુલી જઈ કંઈ આડું ને અવળું લખે છે ને મૂલ બિના ભુલી જાય છે. કેટલાકતો દ્વેશ બુદ્ધિથી એક બીજાને ન નામે નોટપેઈડ કાગળો લખે છે. આ સર્વ સભ્યતાથી ઉલટા અને નીચ પ્રકાર છે. કાગળ પત્ર લખવાની જેને હમેશાં નેમ હોય તેવા માણસે ચાર પ્રકારના

કાગળો અને ચાર પ્રકારના પોતાની પાસે પરબીડિયાં રાખવાં જોઇએ. ૧ સર્વેથી ઊંચી જાતના કાગળ અને તેજ જાતના એટલે તેની બરોબરીના સારાં સફાઈદાર પરબીડિયાં. ૨ પ્રથમ જાત કરતાં કંઈ મનફેર કાગળ અને પરબીડિયાં. ૩ મધ્યમ પંક્તીના કાગળ અને તેજ જાતના પરબીડિયાં. ૪ હાલ નિકળેલાં પૈસા પૈસાનાં કાર્ડ. સારા માણસોને જે કાગળ લખવામાં આવે છે તે કંઈ પાતળા હોતા નથી, તેમ તે અડધા આનાની ટિકિટથી એક ઠેકાણેથી બિજે ઠેકણે જતા નથી ત્યારે તેને માટે વધારે એટલે એ કાગળ ટપાલ માર્ગે જતાં જે ટપાલની હકસાઈ હોય છે તે ભરવી પડે છે, તેમ કરવામાં ઘણા માણસો ટપાલનું ખરચ બચાવવા અડધો કાગળ ફાડીલે છે એ બહુ ખોટુ છે. તેમ કરવાથી ખરી સભ્યતા જાળવાતી નથી. સારા માણસોને અથવા બિજા કોઈપણ માણસને પત્ર લખવો હોય તો કાગળની એકજ બાજુ ઉપર લખવું પસંદ કરવા જોગ છે. સારા માણસોને સહજ કંઈ લખવું હોયતો એટલે ફક્ત બહુજ થોડું લખવાનો પ્રસંગ હોય તો થોડુ ખરચ કરવાના ઈરાદાથી તેમને કાર્ડથી સૂચના અથવા જે કંઈ લખવું હોય તે કાર્ડથી લખવાનો વ્યાવહાર રાખવો નહિ. પત્રલેખનપદ્ધતીમાં હમેશ સ્મરણ રાખવા લાયક એ છે કે કોઈ માણસને કંઈ ચીઠી લખી મોકલવી હોય તો તેને પરબી-

ડીઆમાં ઘાલીને મોકલવી પણ એમને એમ લખેલી ચીઠી કે કાગળ કોઈને ન મોકલવો. તેમ કરવાથી કોઈ માણસ માહેનો બિના જાણતું નથી. જો તે ખુલ્લી હોયછે તો બિજો વાંચીને તે ગુપ્ત રાખવા જેવું હોય છે તોપણ બિજાને કેહેછે ને તેથી સામાનું કેટલુંક કાર્ય બગડે છે. જ્યારે સરકારી રીતિ પ્રમાણે અથવા તો આપણી પિછાન ન હોય તેવા માણસ સાથે દોસ્તી કરવી, અથવા તેવાઓની સાથે પત્ર વ્યવહાર ચલાવવો હોય તો, સભ્યાતાની રૂઢી પ્રમાણે પત્ર લખી રહ્યા પછી પોતાની સહિ કરીને નીચે પોતાનો હોદ્દો લખવો પણ જેને સારી પ્રીતિછે, પોતાના સગાસહોદરમાં જેને પત્ર લખવો છે, જેને પરસ્પર મૈત્રિયરૂઢીમાં કાગળ લખવોછે તેણેતો કદીએ પત્ર લખી રહ્યાપછી, પોતાના ઓળખ સારૂ પોતાનો હોદ્દો પ્રકટ પણે લખવો નહીં.

ઘણા માણસો જેઓ બિજા જોડે પત્ર વ્યવાર રાખેછે તે સાદો અને નિર્વિકારી હોવો જોઇએ. કોઈ માણસ આપણા ઉપર પત્ર લખેકે તેનો યથા ઘટિત ઉત્તર વળતી ટપાલમાંજ આપવો સર્વથી શ્રેષ્ટછે. મુલતવી રાખવાના ખરાબ પરિપાઠથી ઘણા માણસો ફલાણાના પત્રનો જુવાબ આજ લખીશું કાલે લખીશું કરી રાખી મુકે છે ને તેને ઘણો કાલ થવાથી પત્રનો જુવાબ લખવો ભુલી જાય છે; પછી જ્યારે ફરીથી પેલા પત્રોત્તરઇચ્છિત મનુષ્ય તરફથી દ્વિ-

તીય પત્ર આવે છે ત્યારે વળી ખડિયો સોધે છે તો કાગળ જડતો નથી ને કાગળ સોધે છે તો ખડિયામાં સારી અને પૂરતી શહી હોતી નથી તેથી એમ ધારી મુલતવી રાખે છે કે કાલે વળી કાગળ લખીશું. એમ કરતાં કાગળનો ઉત્તર ઝોલાં ખાય છે. હમેશાં આવી બેદરકારી કોઈ પણ માણસે રાખવીજ નહી ને વેળાસર સભ્યતા જાળવવાને માટે પત્ર લખીવાળવો એજ સર્વથી શ્રેષ્ટ છે. વળી જ્યારે પેલાનો ત્રીજો પત્ર આવ્યો કે "ભાઇ! પત્ર બે લખ્યા તોએ ઉત્તર ન આવ્યો!!!" ત્યારે વળી ખોટું બહાનું એવું બતાવે છે કે જેમાં તે બે પ્રકારે ગુનેગાર થાય છે પેલા માણસને એવું નિમિત્ત બતાવે છે કે "ભાઇ! તમે મને શું લખોછો તે મને કેમ સમજ પડતી નથી," "કાગળ શું ને વાત શી? મને તો હાલના છેલ્લા પત્ર શિવાય એકે પત્ર મળ્યો નથી" એમ લખી નકામો ડાકવ્યય કરાવે છે. જુવો, તે કેવો અને કેટલી રીતિયે ગુનેગાર થયો?

કોઇને કંઈ છાની બિના લખવી હોય તો અથવા તો કોઇપણ પ્રકારનો ઠપકો લખવો હોય તો હાલ વપરાતા ચોથા પ્રકારના કાર્ડમાં લખવું નહીં. કાર્ડ ચોથા વર્ગના મનુષ્યને લખવામાં વાપરવા. પણ પ્રથમ, તેનાથી જરા ઉતરતો, દ્વિતીય, તૃતીય અને ચોથા વર્ગ માટે મનુષ્યોએ ઉપર કહેલું બોલેબોલ યાદ રાખવું અવશ્યનું છે જે વર્ગ

મતલબ કે જે માણસો ઘણાજ ગરીબ છે, જેમનાથી આમાંથી એકે પણ પ્રકાર પાળી શકાય તેમ નથી તેઓ જો બધે કાંઈ વાપરે તો તેમાં એક હલકાઈ તો છે પણ શું કરે? તેમ કરવું તેમને તો ઠીક લાગતું નથી પણ તેમની સ્થિતિ તેમ કરવાની ફરજ પાડે છે. કોઇ પણ મનુષ્યને કાગળ લખવો હોય તો તેને સારી રીતિથી ઉકલી શકે તેવી રીતિયે લખવો પણ ઝપાટામાં ને ઝપાટામાં જેમ ફાવે તેમ ચેરમચૂંથા કરીને લખવું નહીં. કદિ લેખણ કે હોલ્ડર બાગેલું હોય તો તેથી કદિયે લખવું નહિ, તેમ હમેશાં ખડિયામાં સારી અને તાજી સહિ રાખવી. સહિનો ખડિયો કદીએ ઉઘાડો રાખવો નહિ, કારણ કે તેમાં કચરો પડીને સહિ બગડે છે.

**દરરોજ ઉછીનું લેવું એ સભ્યતાથી ઉલટું છે**—કેટલાક માણસની એવીજ ટેવ હોય છે કે ગમે તેમ કરીને ઉછીનું લાવી પોતાનું કામ નિભાવવું, આવો રિવાજ રાખનાર ઘણા માણસ છે, તેઓ જરા પણ વિચાર કરતા નથી કે આપણે પરાયાની વસ્તુ કેમ માગીએ? પુરૂષો તો શું પણ સ્ત્રીઓ પણ ઉછીનું લેવામાં અસભ્યતા છે એમ તો સમજતીજ નથી; સહજ મીઠું, મરચું, વઘારનો સામાન, તેલ, દિવેલ, લાકડાં, વિગેરે જે સહજ માંગે મળી શકે

એવી ચીજો આડોશી પાડોશી પાસેથી વારંવાર માગીને પોતાનું કામ ચલવે છે. જો તેઓ રડેખડે કોઈ વખત તેવી રીતિથી માગે તો કોઇએ આપે પણ આ તો રોજનું લાગ્યું એટલે કોણ આપે ? એવી રીતિથી રોજ માગનાર સભ્યતાને મુકે તો પછી પેલું પાડોશનું કુટુંબ કેમ સભ્યતાને મુકી ફરીથી "નથો, થઈ રહ્યું છે" એમ ના કહે ? પોતાની સભ્યતા તો કયાંયે ગઈ પણ ઉલટી પાડોશીની સભ્યતાને તે ખોવડાવે છે અને તેને જુઠું બોલતાં શિખવનાર થઈ પડે છે તેનો પ્રત્યક્ષ દાખલો ઉપરજ છે કે રોજ રોજ માગવાની કટેવથી "નથી, થઈ રહ્યું છે." એમ કહિ જુઠું બોલતાં શિખવનાર થવું એ કેટલું બધું શરમ ભરેલું છે વારૂ ? પાડોશી, એકમેકને સંપસંપી ચાલીને સદ્‍ગુણ શિખવા શિખવામાં સહાય કરનાર છે પણ કુપાત્ર મનુષ્યના સંસર્ગથી જુઠું બોલવાનો ને હરેક વાતે કપટીપણું રાખવાનો વખત આવે છે. સુવિચારવાળી સ્ત્રીએ અને સુવિચારવાળા પુરૂષે કદી પણ કોઇની કોઈ પણ ચીજ થોડા દિવશને માટે કે અથવા તો હમેશને માટે કદી પણ માગવી નહીં. પરાયાની કોઈ પણ ચીજ માંગી જવાથી ફરી પાછી આવતી વખતે તેની કેવી હાલત થાયછે. તેને માટે એક વિદ્વાને એક શ્લોક કહેલો છે તે અત્રે દાખલ કરીને તેને માટે કેટલાક વિચારો બતાવવા યોગ્ય ધારિયે છિયે.

'लेखनी पुस्तका रामा परहस्तेषु गतां गताः ।
कदाचित्पुनरे यान्ति नष्टा भ्रष्टा च खंडिताः'

લેખની, ચોપડી અને સ્ત્રી પરાયાને હાથ ગઈ તો તે ગઈજ એમ સમજવું; પણ ધારો કે તે કદી મળી આવી તો જો પુસ્તક હોય તો ખરાબ થઈ ગયેલું, સ્ત્રી હોય તો ભ્રષ્ટ થઈ ગયેલી—ને લેખની હોય છે તો ભાગી ગયેલી અર્થાત્ પોતાની મૂળ સ્થિતિથી વિરૂપાકૃતીમાં મળી આવે છે. માટે કોઇએ સભ્યતાની ખાતર કોઇની પાસે કલમ પુસ્તક અને જે સહજ વસ્તુઓ છે તે કદિએ માગવી નહીં. ઘણા માણસો કોઇનું પુસ્તક માગી જાય છે પણ તે પોતાની ચીજને જેવી રીતિથી સાચવે છે તેવી રીતિથી સાચવતા નથી—ને પોહોળી કરીને વાંચે છે તેથી ચોપડીનો અડધો આયુર્દાય થાય છે. વળી ચોપડી રસિક અને બહુ સારી હોયછે તો તેની પાસેથી પણ કોઈ વળી તેનો મિત્ર વાંચવા લઈ જાય છે તે પણ પુસ્તકને સાચવવા ઉપર ધ્યાન ન આપતાં તેને ત્યાં પણ ઘણે દરજે પુસ્તક બગડે છે, જે મુદતે પુસ્તકના માલીકને પુસ્તક આપવા બંધાય છે તે મુદતે બરોબર ન આપતાં તેથી કાંતો વિશેષ દિવસ થાય છે; અથવા તો પુસ્તક સારૂં અને કીમતી તેમજ બિજે કોઇપણ ઠેકાણે મળી શકતું ન હોય તો પ-

ચાવી પડે છે, અર્થાત્ પેલા પુસ્તકના માલીકને તે પોતે થઇને પૂછે તો અથવા નહિ તો પોતે પ્રસંગાનુસાર કેહે છે કે "યાર તમારૂં પુસ્તક મારે ત્યાંથી મારો એક મિત્ર વાંચવા લઈ ગયો છે તે આજકાલ કરીને વીલું બોલેછે તેથી માલમ પડેછે કે તેણે તે પુસ્તક ખોઇ નાંખ્યું હશે. હશે, હવે તમારે તેની શિ કિમ્મત છે તે મારી પાસેથી લો હું આપુ છું, શું કરૂં ભાઇ, મારો વાંક નથી મારો વાંક તો છે પણ ઘણો નથી કારણ કે હું નહોતો જાણતો કે મારો ભાઈબંધ આવું અમુલ્ય પુસ્તક ખોઇ નાંખશે. માટે કહો એની કિમ્મત હું આપી જઇશ." એમ કહી પેલા માણસને શરમમાં નાંખે છે એટલે પેલા શરમમાં ને શરમમાં રહિ તેની કિમ્મત લઇ શકતો નથી ને પોતે નુકસાન ખમે છે. જુવો, ભાઇને મુફતની ચોપડી વાંચવી અને પચાવી પડવી! આતે કેવું આશ્ચર્ય! પારકી ચીજો માંગીને પોતાનું કામ કાઢી લેનાર પોતાની સારી સ્થિતિ હોય છે તોપણ એમ કરે છે, અર્થાત્ તેવો પોતાને જે ચીજ જોઇએ છે તે ચીજ પોતે ખરીદ કરવા શક્તિમાન્ છે છતાં પણ જ્યારે તેઓ એકબિજાનું માંગીને ચલવે છે ત્યારે તેમનો પૈસો શું કરવાનો? કેટલાક તો કોઈની પાસે કંઈ સારૂં પુસ્તક જોયું એટલે વાંચવા લંઇ જઇને પછી કહેછે કે "એ બુક તો મને આપવી પડશે" એમ કહીને ફરીથી તે ચોપડી આપતાજ

નથી, કેવી તેમની ખરાબ ટેવ! ધીઃક્કારછે એવી ખરાબ ટેવને! તેઓ વારંવાર કોઈની પાસેથી કંઈ માંગતા શરમાતા પણ નથી એ પણ જરા વિચાર કરવા જેવું છે.

વળી કેટલાક મનુષ્યો તો પૈસા પણ પરચૂરણ ઉછીના લે છે તે પણ આપતાં આપતાં ભવના ભવ બતાવે છે. પૈસા આપનાર શરમને લીધે લેનાર પાસે વારંવાર માગી શકવો નથી એટલે લેનાર જાણે છે કે ભાઇતો પેલી વાત ભુલી ગયા ચાલો હવે આપણે એટલા પૈસા તો કાઢવા મટયા. કેટલાક મનુષ્યો તો પેહેરવાના લુગડાં પણ પેહેરવાને માટે માંગે છે! કેટલી બધી શરમની વાત! પોતાની પાસે લુગડાં પૈસા, ચોપડી અથવા કઇ પણ નહોય તો બિજા પાસે માંગવા કરતાં બેહેતર છે કે પોતાને જોઇતી ચીજો ખરીદ કરવી. પણ કોઇની પાસે માથું નીચું કરી "ફલાણાભાઇ! ફલાણી તમારી ચીજ આપોને, હું જરા વાંચીને પેહેરીને અથવા પૈસા હોય તો બે દિવસ પછી આપીશ." એમ કહી માંગવું ઘણુંજ ખરાબ છે. પોતાની સભ્યતા જાળવનાર મનુષ્યે કદી પણ કોઇની ચીજ માંગવી નહીં પણ પોતાને જે ચીજ જોઇએ છે તે ચીજ વેચાતી લાવીને તેનો ઉપયોગ કરવો પણ કોઇની પાસેથી કાંઇપણ માંગવું અને તેનાથી સુખ ભોગવવું એવો વિચાર તો કદી પણ રાખવો નહીં. ક્વચિત્ ધારો કે બધી ચીજો માટે

પૈસા ખરચ કરીને તે ચોજો લેવાની પોતામાં સત્તા નથી અર્થાત્ પૈસા નથી તો ફક્ત ઉદાહરણ તરીકે એક ચોપડીજ લો અને તે ઉપર, વાંચવા લઇ જનારની સભ્યતા યુક્ત ફરજ કઇ તે જુવો, જેને ત્યાંથી જે ચોપડી વાંચવા લીધી તેના ઉપર જો પુંઠું ચડાવેલું હોય તો ઠીક છે નહીંતો પોતાને ઘેર લાવી તુરતજ ઉપર પુઠું ચડાવી હદસર પોહોળી કરીને વાંચવી ને જે દિવસે, જે ઘડીએ, જેને આપવા માટે પોતે બંધાયેલ છે તેજ વખતે અર્થાત્ નિયમિત વખતે—ને જો બને તો તેથી પણ વ્હેલા વાંચીને આપી જવી એ સૌથી શ્રેષ્ઠછે રાત્રે ચોપડી વાંચતાં દીવા પાસે ચોપડી ઉપર બહુ ધ્યાન આપવું કારણ કે દીવાને સંકોરતાં તેલવાળા હાથે ભુલથી ચોપડીનું પાનું ફેરવતાં ડાઘો પડી જાય છે. ચોપડીનો માલીક જો વધારે ખંતીલો એટલે પોતાની ચોપડીઓ ઉપર બહુજ ધ્યાન આપી સાચવનારો હોય તો તેનું મન બહુ દુખાય છે પણ શું કરે રે ? તેની પાસે એવા કોઇપણ ઉપાયો હોતા નથી કે જેથી બગડેલી ચોપડીને સારી કરી શકે. સારાંશ તરીકે એટલુંજ કેહેવાનું કે કોઇપણ માણસને ઉછીનું લેવું હોય તો ઘણી હલકી અને સહજ બાબતો માટે વારંવાર માંગણી કરી કોઇપણ માણસને કંટાળો આપવો નહીં. જે માણસોને કોઇપણ પ્રકારની કોઇપણ વસ્તુની જાળવણી આવડતી નથી તેમને તો

કંઇપણ ચીજ આપવી નહીં. આપણને પક્કી ખાત્રી થાય કે આ માણસને કાંઇપણ આપીશું તો તે વખતસર આપી નહિ જાય તો તેને કદિએ કાંઇપણ ચીજ ઉભે ઉભે જોવા માંગે તોપણ જોવા આપવી નહિ. ઘણા બેફિકરા માણસો ચોપડી વાંચવા લઇ જાયછે ને તેમાં પોતાનું નામ લખે છે કે કાંતો માલધણીનું નામ લખે છે. સભ્યતાની ખાતર દરેક માણસે કોઇપણ અનર્થકારક પરિપાઠથી વિમુખ રેહેવું એ સર્વથી સારૂં છે.

**સભ્યતાને હાનિ કરનાર કેટલીક કટેવ**—સભ્યતાના સમ્બન્ધમાં કોઇપણ માણસમાં કોઈપણ પ્રકારની કટેવ હોય છે તો તે બહુ નુકસાન કરનારી છે. આપણામાં સહજ બોલવામાં આવે છે કે કોઇપણ માણસ એવું નથી કે જેનામાં કોઈપણ ખોડ—કટેવ નહિ હોય, તે ખરૂંછે, પણ એવો ઉપાય કેમ ન કરવો કે નઠારી મનાતી બધી ખોડ—અર્થાત્ કટેવથી આપણે જુદા રહિ શકિયે ? બધી પ્રકારની કટેવથી મુક્ત રેહેવા પ્રથમ પોતે પોતાની ખોડ સમજવાની અને તે સમજીને સુધરવાની શક્તિ દરેક મનુષ્યને જરૂરની છે. જ્યાં સુધી પોતાની કટેવ પોતાને માલમ પડી નથી ત્યાં સુધી સુધરવાને માટે જે કાંઈ કરવામાં આવે તે નકામા છે. કોઈ માણસને સુધારવાને માટે કંઈપણ કહિ જવું તેના

કરતાં બિજાનાં ઓઠાં—દાખલા આપી તેનામાં શી કટેવ હતી, તેનાથી તેને શા શા ગેરફાયદા થતા હતા, તેણે તેવી કટેવનો કઈ શિખામણ રૂપિ વચનોથી ત્યાગ કર્યો તે જો બતાવવામાં આવે તો સહજ કહિ જવા કરતાં દખલા દલીલોથી સિદ્ધ કરી આપેલી વાત વધારે અસર કરે છે, અને તે મનમાં પણ ઠસે છે. તેમ તેવી રીતિથી વર્ત્તવા માટે સ્વભાવિક વલણ પણ થાયછે.

એકબિજાની જોડે સહજ વાત કરતાં પોતાને સામો પ્રતિકુળ છે અર્થાત્ પોતાના મતને સામો મળતો છે એવી નિશાની બતાવવા હાલમાં આપણા લોકો "કેમ છે દોસ ? લે, તાલી," એમ કહિ પેલાના હાથમાં ખુશીની નિશાની તરીકે તાળી આપવામાં આવે છે. આવો પ્રકાર બવે જણાય છે, તોપણ એટલો તો અનુમાન થાય છે કે ઘણા જુના માણસોને એકના હાથ ઉપર તાળી આપવાનો રિવાજ પસંદ હશે અને તેમનું જોઈ હાલ પણ ઉછરતા હલકી કેળવણી વાળા જુવાનીઆ એમ કરવું સારૂં સમજતા હશે અથવા તો તેમાં વળી બહુ માન છે એમ સમજતા હશે. હશે, હવે ગમે તેમ હોય, પણ, હાલના કેટલાક સારા માણસો તે પરિપાઠને સારો ગણતા નથી એ તો ખુલ્લું જણાઇ આવે છે હું—પણ એમ કહેવા

હરકત જોતો નથી કે એકના હાથ ઉપર બિજાએ કોઈપણ વાતના પ્રસંગમાં ખુબ મકલાઈને તાળી લેવી આપવી એ સારૂં છે અર્થાત્ તેથી કોઈપણ પ્રકારનો લાભ થાય છે. જરા પણ લાભ નથી પણ સભ્યતાને ખામીમાં લાવનાર એ એક નીચ રિવાજ છે. કેટલાક મનુષ્યો તો પોતાની મુછોજ આમળે છે, કેટલાક તો નાકમાંથી મેલ કાઢે છે, ને કેટલાક તો કંઈ કાગળનો કકડો પડયો હોય છે તો તે લઈ કડકા કરે છે, અને તરણા તોડે છે તેને માટે આપણા શાસ્ત્રમાં પણ તેને દરિદ્રી ગણ્યો છે. ખરૂં છે કે તે પણ એક સભ્યતાને હાનિ કરનાર કુટેવછે. કેટલાક વ્યસની માણસો જેવો તંબાકુ ખાયછે, શોખને માટે પાન ખાયછે, છીંકણી સુંઘે છે તેઓ અને બિજાઓને સહજ થુંક થુંક કરવાની ટેવ જે પડી હોય છે તે પણ એક મોટી હરકત કરનારી કુટેવ છે. જે માણસો તંબાકુ ખાયછે તેઓ જો કોઇ માણસને ત્યાં જાય છે તો તેમને વિચાર નથી રેહેતો કે આપણે આ જગાએ થુંકવું કે નહીં પણ તેઓ "कामार्त्ता हि प्रकृति कृपणा श्चेतनाश्चेनतेषु" એ પ્રમાણે જ્યાં ખૂણો ખોચરે જોગવાઈ મળે ત્યાં થુંકે છે તે વળી એકવખત થુંકીને બંધ રેહેતા નથી પણ વારે વારે થુંકે છે. જેઓ પાન ખાયછે તેઓ પણ તેમજ કરેછે અને જેમને સહજ નકામી રીતિથી થુંકથુંક

કરવાની ટેવ પડી હોયછે તે પણ એમની પેઠેજ થુંકેછે. જેને ત્યાં આવો માણસ ગયો હોય છે તે જો નિર્વ્યસની હોયછે તો તેને તેની આવી કટેવવાળી વર્તણુંક માફક આવતી નથી પણ જો સામો માણસ પણ વ્યસની હોયછે તો દૂધને સાકરનો પાસ લાગવાથી જે સ્વાદ લાગેછે તેમ તેથી પણ તેમને વધારે સ્વાદ લાગે છે. વળી તેઓ એમ પણ કેહેછે કે "કેમ ભાઇ તમાકુ બમાકુ પાસે રાખોછો કે નહીં?" એમ કહિ તમાકુ કાઢી એકબિજાને મનવર કરી આપે છે તેમાં જોઇલ્યો, જો, કોઇ અતરાપી જરાક આવીને બેઠો હોય તો તેના તો પુરા ભોગ મલ્યા, કારણકે તેને પણ પેલી નુકસાન કરનાર તમાકુનું અતિશયોક્તિથી વર્ણન કરી તેને પણ તેને ગળે વળગાડે છે. વળી પુષ્ટી માટે **"तमाकु तल मात्रेणं सुवर्णथी अधिकं फळं"** એમ ઢંગઢાળ વિનાનું ધધર તીધરનું લૂલૂસૂલું ગપાસ્ટકનું ચરણ પણ ઠોકી દે-છે તેથી જો તે માણસ સ્વલ્પજ્ઞ હોય છે તો તુરત તે પા-શમાં સપડાઇને વ્યસની થઇ જાયછે.

કેટલાકને તો કોયલાથી, ખડીથી લીટાજ કરવાની કટેવ હોયછે—કેટલાકને તો શરીરના કોઇપણ અવયવો હલાવ-વાની કટેવ હોયછે—નિશાળીયાઓમાં પણ મેહેતાજી સ-વાલ પૂછે ત્યારે ઊંચા થઇને હાથની એક આંગળી હલાવી

ને જવાબ દેવાની ટેવ હોય છે, માણસમાં કેટલી કુટેવો છે તેનું જો યથાસ્થિત વિવેચન કરવા બેશીએ તો એક તો શું પણ અનેક પુસ્તકો લખી શકાય—પરંતુ અહિ કિંચીત્ બતાવીને તેના ઉપર સભ્યાસભ્યનો વિચાર બતાવી ટુંકાવવાનો નિશ્ચય છે. કેટલાક તો કોઇ પ્રસંગે રાગોટાજ કાઢેછે, કેટલાક તો કોઇને ત્યાં જઇ તેના પુસ્તક ફેંદવાજ મંડી જાયછે ને કેટલાક તો તેમની પાસેથી ઘણી નજીવી માંગણી કરી રંજાડે છે આ સર્વ પ્રકાર બહુધા વિચાર કરતાં સભ્યતાથી ઉલટા છે—જે માણસો સભ્યતા રાખવા વિચાર કરે છે તેમણે બહુ ઝીણી બાબતો ઉપર પણ વિચાર કરી સભ્યતાની ખાતર જે કાંઇ સારૂં લાગે તે ગ્રહણ કરવું ઉચિત છે.

* **ધર્માધર્મ વિચાર**—ધર્મ એ મહા ગહન અને મહાન્ વિષય છે, તેનો નિર્ણય આજ સુધી થઇ ગયેલા કોઇપણ માણસ કર્યો નથી. બધાએ પોત પોતાની નજરમાં જેમ આવ્યું છે તેમ એક એકની વિરૂદ્ધ ઘણે ઠેકાણે લખી ગયા છે ત્યારે આપણે જે બાબતમાં કાંઇપણ જ્ઞાન ધરાવતા નથી તેમાં

* ધર્મ સંબંધી મારા વિચાર પ્રાચીન અને અર્વાચીન કોઇ પણ વિચારને મળતાજ નથી એ બાબત ઉપર મારા મનસ્વી જુદાજ વિચાર છે, પ્રસંગે એ સંબંધી મારા વિચારનો સમુદાય પુસ્તકાકારે પ્રજાની સમક્ષ મુકીશ.

નિરર્થક ધર્મવાદવિવાદ કરવો એ નિશ્ચય નિરર્થકજ છે; તોપણ આ ઠેકાણે એટલું તો કેહેવું બસ થશે કે જે ધમ જેને આપણા લોકો સનાતન ધર્મ કેહે છે તેના ઉપરજ આસ્તાથી વર્તવું એ સૌથી શ્રેષ્ઠ છે, પણ તેમાં ભેદ છે, ભેદ એટલોજ કે જેને ધર્મસમ્બન્ધી સોધ કરવાની ઉત્કંઠા છે તેવા મનુષ્યે ધર્મનું સોધન કરી ખરૂં શું તે નિર્ણય કરવા ઉતરી પડવું, પણ જેની શક્તિ તેવો શોધ કરવાને પાછી હઠે છે અથવા તેવી શોધન ક્રિયાની જેને ગમ પડતી નથી તેવા મનુષ્યે સનાતન ધર્મ છે તેજ શ્રેષ્ઠ ગણી પાળવો યોગ્ય છે પણ નકામી અન્યધર્મનિંદા કરવી ઉચિત નથી. પોતાના ધર્મનું સ્થાપન—અને અન્ય ધર્મનું ઉન્મૂલન કરનાર આ સમયમાં ઘણાછે પણ તેઓ તર્ક વિતર્કથીજ બોલે છે પણ તેમનું બોલવું કોઈપણ પ્રકારે નિર્ણય સ્થાનાશ્રય કરતું જોવામાં આવતું નથી; બલકે આવેછે તો આગળ ઉપર પરસ્પરને વિગ્રહ કરનાર થઇ પડેછે. સ્વામીનારાયણનો ધર્મ ખોટો છે, અગર તેમજ બિજી રીતે એકમેકની નિન્દા કરવા કરતાં પોતે સામાન્ય વૃત્તિ રાખીને “**सर्व देव नमस्कारम्**” એમ કહેતા હોય ને સર્વ ધર્મને માન આપતા હોય તો શું ખોટું છે? કેટલાક તો ધર્મસમ્બન્ધી એટલે સુધી નિંદા કરેછે કે પરસ્પરની ગુહ્ય વાતને પણ બહાર લાવી “તમારો ધર્મ તો આવી રીતિથી ઉત્પન્ન

થયો, તમારા મહારાજ તો આવાછે, તમણે આમ કર્યું હતું શું તેનાઓને તમે માનોછો ?" એમ કહિ તેમના મનને દિલગીર કરે છે. હાલના ધર્મ ગુરૂઓ સભ્યતાને કોરે મુકી એટલી બધી તકરારો ચલવે છે કે જેમાં ધર્માર્થે સત્યનિર્ણય ઉપર વાદવિવાદ ન કરતાં ફક્ત તેઓ વિતંડ વાદવિવાદમાં પોતાનો અમૂલ્ય વખત ખોઈ નાંખે છે, નથી થતો તેમનાથી ધર્મ નિર્ણય કે નથી થતો તેમનાથી એકબિજાનો સત્યપથે પરાજય-તેઓ તો ફકત વિતંડવાદથી નકામો કાળક્ષેપ કરે છે એટલુંજ નહી પણ આત્માઅના-ત્માનો વિચાર કર્યા શિવાય ઈશ્વર પ્રત્યેની ફરજને ભુલી જઈ નકામા પાપ અને કપટ વૃત્તિમાં નિમગ્ન રહેવા પોતાની વૃત્તિને દોરેછે. તેથી તેઓ **"अतो भ्रष्ट ततो भ्रष्टः"** ની પીઠે ને કાષ્ટ ઘંટા વિટંબનામય થઈ પડેછે; જો કંઈક શુદ્ધ સંસ્કારી થયો હોય છે તો તે આવા વિતંડવાદમાં ખોઈ નાંખે છે. પછી જ્યારે તેની અજ્ઞાનમય માનુષી વૃત્તિનો લોપ થઈ જ્ઞાનમય ઈશ્વરી વૃત્તિ તરફ વલણ થાય છે ત્યારે તેને અતિશે પસ્તાવો થાય છે. આવા પસ્તાવાને ન પામવા માટે પ્રથમજ ના લાયક થવું શ્રેષ્ટ છે. પોતાનો ધર્મ છોડી પરધર્મ પાળતાં એક [illegible] ઉદાહરણ મારા સાંભળવામાં આવ્યું છે તે [illegible] દુરસ્ત ધારૂંછું. બેંગલોરમાં આશરે થોડાં [illegible] એક પાદરી પોતાના ધર્મ

સમ્બન્ધી જાહેર ભાષણ કરતો હતો તેવામાં તેના ભાષણમાં એવું કંઈ બોલવામાં આવ્યું હશે કે અમારો ધર્મ અંગીકાર કરશે તેને સારી રૂપવતી સ્ત્રીની જોડે પરણાવવામાં આવશે અને બીજું, કોઈ નિરાશ્રિત હશે તેને અમુક મુદત સુધી પૈસાની પણ મદદ આપવામાં આવશે; તેથી શ્રોતામાંથી એક જુવાન બ્રાહ્મણને તેના બોલવા ઉપર વિશ્વાસ આવ્યો અને ભાષણ બંધ થતાંજ પોતાને તે ધર્મ કબૂલ છે એમ જણાવ્યું. આ સાંભળતાં તે બહુજ ખુશીની સાથે તેને પોતાના મુકામ ઉપર લઈ ગયો તે ત્યાં તેનો બહુજ આદર સત્કાર કરવામાં આવ્યો કે જેથી તેને તે ધર્મ ઉપર પૂરી આસ્તા થવાને કંઈક તેની માનસિક વૃત્તિએ ખેંચાણ કર્યું; એમ કરતાં કરતાં થોડા દિવશમાં તેને તેમના ધર્મ પ્રમાણે ક્રીસ્તી કર્યો. થોડા દિવસ પછી પેલાએ ભાષણમાં બોલાયલી વાત સંબંધી વાત કરતાં જણાવ્યું કે હવે લગ્ન મુહુર્ત ક્યારે નિષ્કર્ષ કર્યું છે? અને તમે મને શિરકમ આપવાના છો તે કૃપા કરીને હવે વાર ન લગાડતાં ઉતાવળથી બોલ્યા પ્રમાણે પળો, ત્યારે તેણે કહ્યું કે બાઇ! હજી તમે તો હમારા ધર્મમાં હમણાંજ દાખલ થયા છો તેટલામાંજ અમને એવી શી ખાત્રી આપોછો કે અમારા ધર્મ પ્રમાણે તમે વર્તવા શક્તિમાન્ છો? આ વાક્ય સાંભળતાંજ તેના મનમાં તો મોટો ધ્રાસ્કો પેઠો ને આખરે તેને ખુ-

ખુસુરત સ્ત્રી પણ ન મળી ને પૈસા પણ ન મળ્યા, ત્યારે તે
॥ " आशाशाःपरममदुःखंनिराशाःपरममसुखम्" ॥
એમ બોલતો જાય ને પોકે પોક મુકી રડતો જાય. હવે તે
ન રહ્યો હિન્દુમાં તે ન રહ્યો મુસલમાનમાં એટલું સારૂં
હતું કે તેનાં માબાપ મરી ગયેલાં હતાં; પણ એક અંતના
સગા તરીકે ગણતાં તેને તેના કાકા શિવાય કોઈ નહોતું
બિચારાને ધર્મને બહાને ઘણી ઘણી મુશીબતો વેઠતાં
આખી જીંદગી પૂરી કરવી પડી. આ ઉપરથી તાત્પર્ય એ-
ટલોજ કે સનાતન ધર્મને ન છોડતાં જે કાંઈ કરવું હોય તે
કરવું જેને કેવળ જ્ઞાન સમ્પૂર્ણ રીતિયે પ્રાપ્ત થયું છે તેને
ગમે તે ધર્મ ગમે તે રીતિ પ્રમાણે ચાલવા છુટ છે. પરંતુ
ધર્મ સંબંધથી અજ્ઞાન મનુષ્યોને હાલ તો સ્વધર્મજ શ્રેષ્ઠ
છે તેનેજ મહાન્ પુરૂષો સભ્યતા રૂપે સારૂં ગણે છે. સ્વ-
ધર્મ ન છોડવા માટે શ્રી કૃષ્ણ પરમાત્માએ બાણાવળી
અર્જુનને કંઈ થોડી શિક્ષા આપીનથી, કે જેને માટે હા-
લ આ અખિલ જગતમાં સંપૂર્ણપણે માન પામેલું
**भगवद्गीता** નામનું પ્રથક્ પુસ્તકજ રચાએલું છે. વળી
સ્વધર્મને માટે નીચેનો શ્લોક શું બોલછે જુવો વાંચો,—

'विना स्वधर्मान्न सूखं स्वर्मोहि परंतपः।
तपः स्वधर्म रुपं यत् वार्द्धितं येनवैसदा ॥

**देवास्तु स्तस्य किंकरा किंपुनर्मनुजा भुवी ?'**

'સ્વધન વિના સુખ નથી, સ્વધર્મ એજ મ્હોટું તપ છે, જેણે સ્વધર્મ પાલન રૂપ તપ વધાર્યું તેના દેવતાઓ કિંકર છે તો પૃથિવી ઉપર મનુષ્ય હોય એ કેહેવુંજ શું ?'

દરેક મનુષ્યે યાદ રાખવુ કે સભ્યતાને માટે કોઈ પણ ધર્મની નિન્દા ન કરતાં મૌન્ય વ્રત ગ્રહણ કરવું સર્વથી શ્રેષ્ઠછે.

**इतिश्री सभ्यासभ्य विचार निर्णय प्रथम रत्नम्.**

---

## विषयानुक्रम माला.

# "બાલ કેલવણી રીતિ-પ્રથમ દર્શન"

**(કિમ્મત પોસ્ટેજ સાથે બાર આના.)**

"એ નામની ચોપડીના બનાવનાર મિ૦ કિશનલાલ ગોવિન્દરામ દેરાસરી છે. એ ગ્રંથ સોળપેજી લગભગ સવાસો પૃષ્ટનો છતાં એમાં બાળકોને ઉછેરતાંજ કેવી કેવી રીતિની કેળવણી આપવી તેની બહુ ઉત્તમ રીતિ બતાવેલીછે. એમાં બાળકને શરીરસમ્બન્ધી, મનસમ્બન્ધી, નીતિસમ્બન્ધી, ધર્મસમ્બન્ધી અને વિદ્યાસમ્બન્ધી વગેરે કેળવણી આપવાની રીતિ બતાવેલી છે, વળી દરેક વિષયને અંતે તે વિષયપરજ બહુ સારી રસિક કવિતા પણ રચેલી છે, જેથી એ ગ્રંથ વાંચતાં કંટાળો આવતો નથી ને ઓર બેવડું જ્ઞાન મળે છે. એવી ચોપડિયોનો અભ્યાસ બાલપણથીજ નિશાળોમાં ચાલે તો વધારે સારૂં."

**'ગુજરાત મિત્ર'—સૂરત,**

ઉપલા પુસ્તકની ઘણીજ થોડી પ્રતો બાકી છે માટે જેને જોઇએ તેણે જલદીથી મંગાવી લેવી.

☞ યાદ રાખવું કે પૈસા મોકલ્યા શિવાય કોઇને પણ પુસ્તક નહિ મોકલવામાં આવે.

**કિશનલાલ ગોવિન્દરામ દેરાસરી.**

કર્તા, સુબોધ બોધિની—અમદાવાદ.